॥ ઓ૩મ્ ॥

જ્ઞાન પુષ્પમાળા સં. ૧૩

# પ્રતાપ જયન્તિ પર

( રાજપીપળામાં )

પં. જ્ઞાનેન્દ્રજી સિદ્ધાન્તભૂષણે

# આપેલું વ્યાખ્યાન

*

લડતે લડતે મર ગયે લેકિન ન છોડા આનકો।
આકે દેખો દોસ્તો ઈસ રાજપુતી શાનકો.

પ્રકાશક : મહાગુજરાત પુસ્તક પ્રકાશન મંડળ
મ[illegible]લી બજાર

*

મૂલ્ય પ્રચાર

# વૈદિક ધર્મના પ્રચાર માટે

## ગૂર્જર ભાષામાં અનુપમ સાહિત્ય

| | | મૂલ્ય |
|---|---|---|
| | નાના બાળકો માટે | |
| (૧) | બાળકોપયોગી ધર્મશિક્ષા | ૦–૨–૬ |
| | સાધારણ બુદ્ધિવાળાં બાળકો માટે | |
| (૨) | જ્ઞાનામૃત (પ્રથમ ભાગ) | ૦–૫–૬ |
| | ધર્મજીજ્ઞાસુઓ માટે | |
| (૩) | મૂર્તિપૂજા રહસ્ય | ૦–૮–૩ |
| (૪) | વૈદિક ધર્મની સાર્વભૌમતા | ૦–૬–૦ |
| (૫) | સહશિક્ષણ એક રોગ | ૦–૦–૯ |
| (૬) | આર્ય | ૦–૧–૦ |
| (૭) | રાષ્ટ્રિય મહાસભા અને આર્યસમાજ | ૦–૧–૦ |
| (૮) | હૈદ્રાબાદ સત્યાગ્રહ સંગ્રામ | ૦–૨–૦ |
| (૯) | હૈદ્રાબાદ સત્યાગ્રહ સંગ્રામ સાંપ્રદાયિક નહીં હૈ | ૦–૨–૦ |
| (૧૦) | મૃત્યુથી બચવાનો ઉપાય | — |
| (૧૧) | જગદ્‌ગુરુ દયાનન્દ | — |
| (૧૨) | હિન્દની આગામી વસ્તી ગણત્રી અને હિન્દુઓ અને આર્યોની ફરજ | — |
| (૧૩) | પ્રતાપ જયન્તિ પર (રાજપીપળામાં) આપેલું વ્યાખ્યાન | — |

પ્રાપ્તિસ્થાનઃ—

વ્યવસ્થાપકઃ—મહાગૂજરાત પુસ્તક પ્રકાશન મંડલ
પો. મરોલી બજાર (જી. સૂરત)

# વીરવર મહારાણા પ્રતાપને અંજલી

વીર પુરુષો એ માનવ જાતિને મળેલો અણમોલ વારસો છે. વિપદ્‌ગ્રસ્ત પ્રજાને પોતાની પ્રજાકિય અસ્મિતા જાળવી રાખવાનું શૂરાતન પ્રેરનાર એ રાષ્ટ્રિય વારસો છે. પોતાની માતૃભૂમિના ઉદ્ધાર માટે તલવાર તાણી પોતાનું જીવન સ્વાર્પણ અને ન્યોછાવર કરી દેનારા સ્વાતંત્ર્ય વીરો એ સમસ્ત દેશ અને પ્રજાનો અમૂલ્ય વારસો છે. કે જેમાંથી પ્રજા પ્રેરણાના અમૃતપાન કરી જીવનને ગરવું અને ધન્ય બનાવે છે. વીર પુરુષોના ગૌરવપૂર્ણ આદર્શ ચારિત્ર્યોથી રાષ્ટ્રોમાં સંજીવની શક્તિનો સંચાર થાય છે. એટલા માટે પ્રત્યેક દેશ અને જાતિ પોતાના વીર પુરુષોના જીવન ચરિત્રો લખી તેમના સન્માન કરે છે.

સંસારની કોઇપણ પ્રજાથી ઉતરે નહિ એવો અખિલ જગતમાં અગ્રસ્થાન ભોગવે એવો સ્વાતંત્ર્ય વીરોનો જગજુનો અને વૈભવવંતો સ્વાધિનતાનો વારસો ભારત વર્ષને લાધેલો છે. પરંતુ ભારતવાસીઓએ ભૂતકાળના એ ભવ્ય વારસા વિસાર્યા છે અને **વીર પૂજનને બદલે પાષાણ પૂજનના શ્રદ્ધાહીન આડમ્બરો આદર્યા છે.** સદ્‌ભાગ્યે આજકાલ વીરપૂજનની કંઇક ચીનગારીઓ ચમકવા લાગી છે, અને એટલા અંશમાં પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી આર્ય પ્રજા વીરપુરુષોની જયંતિઓ ઉજવી રહી છે.

આર્યાવર્તમાં આદર્શ વીરો અનેક પાકયા છે. તેમાંના વીર શિરોમણિ આર્યકુલ-કમલ દિવાકર મેવાડ મહારથી મહારાણા પ્રતાપ એક છે. એમણે પતનોન્મુખ હિંદુ જાતિને જાગૃત કરી પુનઃ આર્યત્વનું જ્ઞાન કરાવ્યું છે. એ સ્વતંત્રતાના પૂજારી અને વીરત્વની સાક્ષાત્ મૂર્તિ હતા. આર્ય સંસ્કૃતિનો અને આર્યધર્મનો નાશ કરવાના અકબરના મનોરથોને અને આર્યપ્રજાને વર્ણસંકર

બનાવવાની તેની ઇચ્છાઓને મહારાણાએ સ્વપ્નવત્ કરી મૂકી. ભારતના મહાન સામ્રાટ સામે એકલા હાથે પચ્ચીસ પચ્ચીસ વર્ષો સુધી પ્રત્યેક પ્રકારની વિપત્તિઓના વાદળોના અંધકારને દૂર કરી દેશને પરાધીનતાની જંઝીરથી નજ જકડાવા દીધો. પ્રાતઃ સ્મરણીય આર્યપતિ વીર મુકુટમણિ મહારાણા પ્રતાપનો જીવનમંત્ર **સ્વદેશપ્રેમ, સ્વતંત્રતા અને સ્વદેશાભિમાન હતો,** અને પોતાના પૂર્વજોનો તેમને ગર્વ હતો. તેથી જ તેઓ ગૃહસ્થાશ્રમી હોવા છતાં પરિવ્રાજક બન્યા અને જંગલોમાં ઘૂમ્યા; પરંતુ ઐશ્વર્ય સંપન્ન સમ્રાટ્ અકબરને આધીન નજ થયા.

તેઓ કેવળ વીર કે રણકુશળ ન હતા પરંતુ ધર્મને સમજવાવાળા હતા.

શિકાર માટે કેટલાક સિપાઇઓ સાથે આવી ચઢેલા પોતાના શત્રુ માનસિંહ ઉપર તેમણે છાપો મારી તેમને કેદ કરવાની ના પાડી તેમજ પોતાના પુત્ર અમરસિંહે કેદ કરી પકડી આણેલી બેગમોને સન્માનપૂર્વક પાછી પોતાના સ્થાને સુરક્ષિત રીતે પહોંચાડી દઇ પોતાની વિશાળ હૃદયતાનો પરિચય કરાવ્યો હતો.

સામ્રાજ્યવાદના ભૂતે અકબર પર આધિપત્ય સ્થાપ્યું હતું. તેથી તેણે દીન પ્રજાના ખૂન વહેવડાવ્યાં, આર્યોને સંસ્કૃતિ ભ્રષ્ટ કર્યા પરંતુ સ્વતંત્રતાના પૂજક પ્રતાપી પ્રતાપે એના એ ભૂતને ભગાડ્યું. આમ કર્યા છતાં પણ પ્રતાપની સામે હિન્દુ અને મુસલમાનનો પ્રશ્ન હતો જ નહીં; પરન્તુ એની સામે માનવતાનો પ્રશ્ન હતો. **સ્વાતંત્ર્ય પ્રિય માનવોને પરતંત્રતાની જંઝીરોમાં જકડવી એ માનવતા માટે શાપરૂપ છે.** અતઃ એમણે પોતાના શસ્ત્રોને તેજ કર્યાં અને માનવ ધર્મને બચાવ્યો.

"ન નમું," "મેવાડ મોગલોના હાથ ન જવા દઉં" એ મહારાણા પ્રતાપની ભાવના અને પ્રતિજ્ઞા હતી. તેમને મોગલોનું

સામ્રાજ્ય પુંચવી લેવાની મહત્વાકાંક્ષા ન હતી, તેમજ પોતાનો રાજ્ય વિસ્તાર કરવાનું સ્વપ્ન ન હતું. પરંતુ માનવ ધર્મની રક્ષાર્થે અકબર સામે શસ્ત્રો ઉઠાવ્યાં.

સંસારની સ્વાતંત્ર્ય પ્રિય જાતિઓ આજે પણ "ન નમુ અને દેશને બીજાઓને હાથે ન જવા દઉ" એ ભાવના પુજે છે. જ્યાંસુધી એ ભાવના સંસારમાં રહેશે ત્યાંસુધી સંસાર મહારાણાને સ્મરણ કરતો રહેશે.

નવયુવકો! આપણે એમના જીવનમાંથી ઘણું સંઘરવાનું છે. તેમનો ટેક, તેમની પ્રતિજ્ઞા, તેમનું નિશ્ચય બળ, સ્વદેશ પ્રેમ, સ્વધર્મ નિષ્ઠા, આત્મ સમર્પણ અને ઉત્તમ ભાવના. જે આદર્શો અને ભાવનાઓને લઇને પ્રતાપ ઝુઝ્યો તે વસ્તુઓને આપણે જીવનમાં પધરાવવાની છે. એજ પ્રતાપ જયન્તિનો ઉદ્દેશ છે. પ્રભુ! અમો બધાને બળ આપે જેથી અમે તેમના સાચા વંશજ કહેવડાવી શકીએ.

એ વીરલ દેશભક્ત, જગત વિભૂતિને મારી કોટી કોટી વંદના; એમના ચારસો એકમા જન્મ પ્રભાતે મારી આ નમ્ર અંજલી!

(મહારાણા પ્રતાપની ભૂમિકામાંથી)

ઉમંગસિંહ
મહામંત્રી રાજપૂત સભા
( રાજપીપળા સ્ટેટ ).

# રાજપીપળામાં પ્રતાપ જયન્તિ

તા. ૮–૬–૪૦ને રોજ પ્રાતઃસ્મરણીય મહારાણા પ્રતાપસિંહની જયન્તિ ઉજવવામાં આવી હતી. પ્રાતઃકાળમાં અખાડાના વિદ્યાર્થી તેમજ અન્ય વિદ્યાર્થીઓ સંકીર્તનના રૂપમાં પોશાક સાથે આખા નગરમાં ફર્યા હતા. ધ્વજારોહણ કરવામાં આવ્યું. અલ્પ ભોજ થયા બાદ વીરો વિખરાયા. સાંજના ગામના પ્રતિષ્ઠિત મહાનુભાવો, નાયબ દિવાન સાહેબ શ્રી. ચંદુલાલ, મહારાણાના ભાઈ શ્રી. ચંપકસિંહજી, તથા શ્રી. નટવરસિંહજી, રાજ્યના ન્યાયાધીશ શ્રી. ઉમંગસિંહજી, તેમજ અન્ય અધિકારીઓ સરઘસમાં ઉપસ્થિત હતા. રાજ્ય તરફથી મીલીટરી, પોલીસ તેમજ બેન્ડ માર્ચિંગ કરતા આગળ વધતું હતું. મહારાણા પ્રતાપની મૂર્તિનો સ્થાન સ્થાન પર સત્કાર થયો હતો. લગભગ ૧।। કલાક સુધી સરઘસ નગરના જુદા જુદા ભાગમાં ફરી વાડીમાં પાછું આવ્યું હતું, ત્યાં **કુમાર સાહેબ શ્રી. ચંપકસિંહજી**ના પ્રમુખપદ હેઠળ સભા થઈ હતી. સભામાં શ્રી. મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા આણંદના વેદપ્રચાર વિભાગના અધિષ્ઠાતા શ્રી. પં. જ્ઞાનેન્દ્રજી સિદ્ધાન્તભૂષણ તથા પં. આનંદપ્રિયજી મંત્રી આર્યકુમાર સભાનાં વ્યાખ્યાનો થયાં હતાં અને સમયોચિત પદ્યો બોલાયાં હતાં. સભા વિસર્જન થયા બાદ સહભોજન રાખવામાં આવ્યું હતું. વિશેષતઃ અશક્તો અને ગરીબોને ભોજન આપવામાં આવ્યું હતું

**ઉમંગસિંહ**
મહામંત્રી, રાજપુત સભા,
( રાજપીપળા )

# પ્રતાપના જન્મોત્સવનું રહસ્ય

## પ્રતાપના જીવનદીપથી આપણી જ્યોત જગાવો.

આજે રાજપીપળાના નાગરિકોનું અહોભાગ્ય છે કે ઘણાં વર્ષોથી ભૂલાઇ ગયેલા વીર શિરોમણિ મહારાણા પ્રતાપનું સ્મરણ અને તેની જયંતી ઉજવવા માટે આપણે એકત્રિત થયા છીએ. પ્રાતઃ સ્મરણીય મહારાણા પ્રતાપની જયંતી ઉજવનારાઓએ યાદ રાખવું જોઇએ. આજના દિવસમાં બીજા દિવસો કરતાં કોઇ વિશેષ ભેદ નથી. ભેદ કેવળ એટલો જ છે કે આજની તિથિનો સમ્બન્ધ ભારત ભૂષણ વીર પ્રતાપની સાથે છે. જો આપણે આ દિવસને વિશેષ માનતા હોઇએ તો આપણું કર્તવ્ય છે કે એ સુભટશિરોમણિના જીવનદીપથી આપણી જ્યોત જગાવીએ; અન્યથા બીજા દિવસોથી આજના દિવસની કોઇપણ વિશેષતા નથી.

સજ્જન વૃન્દ! આજના ચરિત્ર નાયકનો યશ ભારત વર્ષના ખૂણા ખૂણામાં પ્રસરેલો છે. બાળક બાળકના મોં પર એનું નામ છે. ભારતના જ બાળકોમાં નહીં પરંતુ સંસારના બાળકોમાં કે જેણે ભારતનો ઇતિહાસ વાંચ્યો છે. તે આજના ચરિત્ર નાયકને યાદ કર્યા વગર રહેતો જ નથી. તેને ગૌરવ પૂર્વક અન્યોની સમક્ષ મુકે છે. શા માટે? આજે આપણે એના પર વિચાર કરવાનો છે. મહારાણાજીના જીવનમાં અનેક ઘટનાઓ છે. જેનાથી મનુષ્ય પોતે પાઠ શિખી શકે છે. આજે પણ મેવાડમાર્તંડ અસ્ત નથી થયો, યદ્યપિ આજે એનો ભૌતિક દેહ આપણી સામે નથી પરંતુ એનો યશ દેહ અમારી સામે ઉપસ્થિત છે. ન કેવળ અમારી જ સામે પરંતુ જ્યાંસુધી આર્ય સંસ્કૃતિને માનનારામાંનો એકપણ અથવા ભારતીય ઇતિહાસ જાણનારામાંનો એકપણ બાળક સંસારમાં જીવતો હશે ત્યાં સુધી મહારાણા પ્રતાપનો યશ દેહ ઉપસ્થિત રહેશે. આજે એના પર વિચાર કરવાનો છે.

## જો લઢે ધર્મ કે હિત શૂરા સોઈ

મહારાણા શૂરવીર હતા. શૂરવીર કોણ? "**જો લઢે ધર્મ કે હિત શૂરા સોઈ**" અર્થાત્ જે ધર્મને માટે પોતાના પ્રાણની આહુતિ આપે છે એ શૂરવીર છે. આજના ચરિત્ર નાયકે પોતાના પ્રાણોનું બલિદાન ધર્મવેદિ પર આપ્યું હતું. "**ધર્મ એટલે કર્તવ્યનું પાલન**" ન કે ટીલાં ટપકાં કરવાં, ચોકામાં બેસીને ખાવું. અર્થાત્ A system of faifh and worship is not called Dharm; but to do owr duties is called Dharm. (Religion) ને કર્તવ્યોના પાલનથી આ સંસારમાં પ્રગતિ–ઉન્નતિ થાય અને પરલોકમાં દુ:ખથી છુટી જવાય એ ધર્મ છે. મહારાણાજીએ પોતાના કર્તવ્યનું પાલન સારી રીતે કર્યું હતું. જ્યારે ભારતના મોટા મોટા રાજાઓએ પોતાની પુત્રીઓ તેમજ બ્હેનોને યવન કુલકલંક નરેશોને આપી હતી, તે વખતે એકલો એજ રાજા હતો કે જેણે પોતાનો સંબંધ મ્લેચ્છોની સાથે નજ બાંધ્યો. અને સંબંધ ન જોડવાને કારણે પોતે જંગલોજંગલ ભટકયો, પોતાનાં સંતાનોને ખાવાને માટે રોટલો સરખોયે ન રહ્યો તોપણ તેણે તુર્કોની સાથે સંબંધ નજ બાંધ્યો. પોતાની પત્નીને પણ તેણે ખોઇ, રાજ્ય ખોયું છતાં પણ મસ્તક તેણે મુગલોને નજ નમાવ્યું. અર્થાત્ એ ધર્મથી ચ્યુત ન થયો એટલા માટે જ વીરવર મહારાણાને લોકો સ્મરણ કરે છે. પ્રેમી બંધુઓ! આપણે પણ એ વાત શીખવાની છે. ધર્મ પર અડગ રહેતાં શીખવું જોઇએ. આજે એક તરફ ખાકસારો પોતાનું આધિપત્ય જમાવવા યત્નં કરે છે. તેઓ પંજાબ અને યુ. પી. સરકારની આજ્ઞાનો પણ ભંગ કરવા તૈયાર થઇ ગયા છે અને કરે પણ છે. બીજી તરફ હિન્દુઓને મુસલમાન બનાવવાની કોશિષો કરી રહ્યા છે; કોઈ પણ પ્રકારે મુસલમાન બનાવો એ પ્રયત્ન પુરા જોશથી ચાલે છે. ત્રીજી

બાજુએ ઇસાઇઓ પોતાનું ધીમું ઝેર હિન્દુજાતિના મૂળમાં નાંખી રહ્યા છે. આ પ્રમાણે **સંસારના બે મહાન્ સંપ્રદાયો માનવતાનો નાશ કરી રહ્યા છે.** રાણાને અનેક પ્રલોભનો આપવામાં આવ્યાં છતાં પણ તેઓ ધર્મથી વિમુખ ન જ થયા. પરંતુ આપણે આપણા કર્તવ્ય પ્રતિ ઉદાસીનતા સેવીએ છીએ. વિશેષતઃ ક્ષત્રિય ભાઈઓને મારૂં કહેવું છે. "**તેમણે પોતાના ભાઇઓને જુદા કર્યા છે** અર્થાત્ **મોલેસલામ** ગરાસીઆઓ કે **જેઓની સંખ્યા મોટા પ્રમાણમાં ભરુચ જીલ્લામાં તેમજ ખેડા જીલ્લામાં છે; તેઓ પહેલાં તમારા જ ભાઇઓ હતા. રાણા પ્રતાપ અને શિવાના વંશજ છે, સૂર્યવંશી સીસોદિયા છે, તેમને અલગ કર્યા છે. જેથી તમારૂં બળ ઓછું થતું જાય છે અને મુસલમાનોનું બળ વધતું ને વધતું જ જાય છે.** આવા વખતમાં ક્ષત્રિયોનું કર્તવ્ય છે કે તેઓએ તે ભાઈઓને પોતાના કરી લેવા જોઇએ. **આજનો ધર્મ તો એ જ કર્તવ્યને શીખવે છે. માનવતાના નિયમથી તો પારકાઓને પણ પોતાના કરવા જોઇએ તો પછી પોતાનાઓને કાઢી મૂકી દૂર કરવા એ મહાન અધર્મ છે.** અને એ અધર્મનું પાલન કરનારાઓ વીરવર મહારાણા પ્રતાપની જયંતી ન ઉજવી શકે. મહારાણા પ્રતાપ શૂરવીર હતા. જે સાથીઓ ધર્મનો વિરોધ કરતા હતા તેમની સાથે પણ લડતા હતા તો આજના યુગધર્મનું પાલન કરતાં કરતાં આપણે પણ બીજાઓ સાથે લડવાનો પ્રસંગ આવે તો તેમ કરવામાં પાછી પાની કરવી ન જ જોઇએ. અને "જો લડે ધર્મ કે હેત શૂરા સોઈ" વાળી ઉક્તિને ચરિતાર્થ કરીએ તો આપણે મહારાણાને વાસ્તવિક રૂપમાં અંજલિ અર્પી એમ કહી શકાય.

## ધર્માત્મા પોતાની રક્ષા પોતે કરી શકે છે

રાણા પ્રતાપ ધર્માત્મા હતા. તેથી જ તેનામાં આત્મ વિશ્વાસની

ભાવના રગરગમાં વ્યાપેલી હતી. એજ કારણથી તેમણે અકબર જેવા સમ્રાટને પણ એકલા હાથે સામનો કર્યો હતો. પ્રત્યેક મનુષ્યમાં એ શક્તિ રહેલી છે પરન્તુ તેને ઓળખીને જાણીને કેળવવાની આવશ્યકતા છે. સિંહનું બચ્ચું ઘેટાંઓ સાથે રહે તો તે ઘેટાના સમાન જ બની જાય છે. પણ જ્યારે તેને કોઇ તેના સ્વરૂપનું ભાન કરાવે તો તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતાં તે પાછો સિંહ જ બની જાય છે. પ્રત્યેક મનુષ્યમાં એ શક્તિ છે એમાં વળી ક્ષત્રિયોમાં તો બીજાઓ કરતાં કાંઇક વધારે પ્રમાણમાં જણાય છે. એ શક્તિને જાણવા માટે તેમજ તેને કેળવવા માટેજ આવી જયંતીઓ ઉજવવી જોઇએ. એ દિવસે ચરિત્ર નાયકના જીવનને જુઓ અને પોતાની અંદર રહેલી ભાવનાઓના સંસ્કારને જાગૃત કરો. જેથી પોતે પણ આતતાયીનો—અધાર્મિકોને દેશના પ્રતિ વિશ્વાસઘાતીઓનો નાશ કરી શકે અને વાસ્તવિક રૂપમાં ક્ષત્રિય કહેવડાવી શકાય. ક્ષત્રિયતો તેજ કહિ શકાય કે જે **“क्षत्रात्किल त्रायतइति क्षत्रियः”** અર્થાત્ જે હાનિથી બચાવે તે ક્ષત્રિય છે આજે લઘુમતિવાળા બહુમતિવાળાને ડરાવે છે શું એ શરમ ભર્યું ન કહી શકાય કે આપણા રાજ્યમાં મસજીદની સામે વાજાં એટલા માટે બંધ કરવામાં આવે કે લઢાઇ થઇ જાય? પ્રકરણ વશ એ બતાવવા ચાહું છું કે અલ્હાબાદની મુખ્ય ન્યાયાલયે મસ્જીદ સામે વાજાં વગાડવાની રજા—આજ્ઞા આપી છે. દિલ્હીની કોર્ટે પણ એની આજ્ઞા આપી છે. વડોદરા રાજ્યમાં પણ ઘણાં આનંદની સાથે વાજાં વાગે છે અજમેરમાં પણ એમ થાય છે. તો પછી આ કાર્યને ડરપોક શું ન કહિ શકાય કે આપણે વાજાં બંધ કરી શાન્તિથી ચાલતા થઇએ. આજના નાયક મહારાણા પ્રતાપ પાસે તો ઘણું જ થોડું સૈન્ય હતું અને તે પણ ભીલ કુમારોનું, છતાં પણ ભારતવર્ષના રાજાઓ અને તેના સંબંધી સમ્રાટ અકબરની સાથે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કર્યો. તો તેની જયંતી

ઉજવનારાઓ બહુસંખ્યક હોવા છતાં પણ માનવંતા કર્તવ્યનું પાલન કરતાં ડરે છે. તો શું અમે એના વંશજો છીએ ?" એવો દાવો કરે તો તેને યોગ્ય કહી શકાય ખરો? જો આપણે એના વંશજો બનવા ચાહતા હોઇએ તો આપણે રાણા પ્રતાપના સમાન ધર્માત્મા બનવું જોઇએ. અને એ અવસ્થામાં ન તો કોઇનો ડર હોય છે ન કોઇથી પાછા હટવાનું હોય છે પરંતુ એ પોતાની મેળેજ રક્ષા કરતો જાય છે

## "રજવ" સાંચે શુરમા વૈરી કરી વખાણ

આજનો વીર નાયક સાચે સાચ શૂરમા હતા. **શૂરમા તેને કહી શકાય જેની શૂરવીરતાના વખાણ દુશ્મન કરે** અનેક રાજાઓ અરે રાજાઓજ નહિ, પરંતુ સામ્રાટ અકબર પણ તેમની વીરતાની પ્રશંસા કરતા હતો. આજે કેટલાક રાજનૈતિકોને તેના બીજા વિચારે. માટે મતભેદ હોઇ શકે છે પરંતુ તેમની શૂરવીરતા માટે કોઇના પણ બે મત હોઇ શકેજ નહિ આજ ક્ષત્રિયો તેમજ બીજા મનુષ્યો પોતાની પ્રસંશા પોતાના માણસો પાસે કરાવતા ચાલ્યા જાય છે, એમાં વીરતા યા શ્રેષ્ઠતા નથી.

## વીરોની જયંતી એ ઉજવલ ઇતિહાસ છે

વીરની જયંતી ઉજવવી એ પોતાના ઉજ્વલ અતીત ઇતિહાસનું દિગ્દર્શન કરવા જેવું છે. એ દિગ્દર્શન કડુ પણ હોઇ શકે પરંતુ એના અવલોકનથી મૃતજાતિ અમૃત બની જાય છે. અને એ વસ્તુને તમારી સન્મુખ ઉપસ્થિત કરૂં છું ઇતિહાસના વિદ્યાર્થીઓનું કહેવું છે કે રજપુત રાજ્યના અધઃપતનાં કારણ ઘણાં છે પરંતુ મુખ્ય કોઇ હોય તો તે "**नीचैरपिरति:**" અર્થાત્ નીચ સ્વભાવવાળી યા નીચ વૃત્તિવાળી સ્ત્રીઓનો સંગ છે ક્ષત્રિય રાજાઓ એક વા તેનાથી વધારે નીચ વૃત્તિઓ સ્વભાવવાળી સ્ત્રીઓની મોહ જાળમાં ફસાઇ જાય છે. અને તેનાથી ઉત્પન્ન થયેલા સંતાન તેનો વા

તેના રાજ્યનો નાશ કરે છે. આનાં સેંકડો ઉદાહરણો મળી શકે છે. કદાચ જ કોઇ રાજા બચ્યો હશે કે જે આ દોષથી બચ્યો હોય એક ઐતિહાસિક ઉદાહરણ તમારી સામે પ્રસ્તુત કરૂં છું ૧૬ મી સદીમાં વિજાપુરમાં રામરાજા રાજ્ય કરતો હતો. એક વખતે તે શિકાર કરવાને જતો હતો. માર્ગમાં એક યાવનીના (મુસલમાનીના) મોહ જાળમાં ફસાઇ ગયો. તેને એક બાળક થયો તેનું નામ 'રણખાન' રાખ્યું. તેની માતા રામરાજ બદલો લેવા હમેશ પ્રેરતી હતી. કારણ કે રણખાન પણ રાજકુમાર છે પરન્તુ રાજ્ય બીજાઓ તેના ભાઇઓ પાસે છે. તે સૈન્યમાં ભરતી થયો. રાજાનો અંગ-રક્ષક બન્યો. એક વખત સમય જોઇને તેણે તેનો નાશ કર્યો. આવી રીતની ઘટનાઓ પ્રાયઃ પ્રત્યેક રાજાઓના સમયમાં બને છે. પ્રતાપ જયન્તિના આજના શુભ દિવસે આપણે અતીત ઇતિહાસથી લાભ લઇએ અર્થાત્ જે કારણથી દેશ પરાધીનતાની સાંકળમાં જકડાયો છે. એનું કારણ "**नीचैरपिरतिः**" થી દૂર થઇએ તોજ આજની આપણી જયન્તી ઉજવી સફળ માની શકાય. જયન્તીઓ આવશે અને જશે પરંતુ આપણે આવતી જયન્તીના સમયે પરીક્ષા આપવાની છે કે આ વર્ષ કરતાં આપણે આપણા નાયકના ચરિત્રથી લાભ લઇ આગળ વધ્યા છીએ કે નહીં. જો આપણે આગળ વધ્યા હોઇશું તો આપણે વાસ્તવમાં જયન્તી ઉજવી શકીશું.



# નરવીર પ્રતાપ રાના થા

આંતર-કલેશી રાજપૂતોંને અપના ધર્મ બિસારા થા,
નિર્બલતાને શૂરવીરોંકા શૌર્ય તેજ સંહારા થા,
કુસંપને રાષ્ટ્રિય શક્તિકા જડસે મૂલ નિકાલા થા,
કાયરતાને નરવીરોંકે તનમેં ડેરા ડાલા થા,
દેશ ધર્મકી રક્ષાકા તબ સ્વધર્મ કિસને જાના થા,
ભારતકા ભડવીર પુરુષવર નરવીર પ્રતાપ રાના થા,
માતૃભૂમિકી સ્વાધીનતાકા ઉસને મૂલ્ય પહચાના થા.

* * *

સ્વાધીનતાકી જ્યોતિકા વહ જલતા હુવા પરવાના થા,
તવારિખમેં દુનિયાકી ધનકો અમર નામ કર જાના થા,
દિલ્હીપતિ અકબરશાહને ભી ઉનકો મહાન્ માના થા,
'સ્વાધીન હોકર જીઓ જહાઁમેં' ઉનકા યહી સિખાના થા,
ભારતકા ભડવીર પુરુષવર નરવીર પ્રતાપ રાના થા,
માતૃભૂમિકી સ્વતંત્રતાકા ઉસને મૂલ્ય પહચાના થા.

(ચંદ્રસિંહ રામસિંહ બારોટ)



# માઈ એહા પુત જણ જેહા રાણા પ્રતાપ

**જાસી હાટ બાત રહસી જગ, અકબર ઠગ જાસી એકાર;**
**હે રાખ્યો ખત્રી ધ્રમ રાણે, સારા લે બરતો સંસાર.**

અર્થાત્ અકબર રૂપી ઠગ પણ એક દિવસ સંસાર છોડી જશે અને એની આહાટ પણ અદૃશ્ય થશે, પરંતુ સંસારમાં આ વાત અમર રહી જશે કે ક્ષત્રિયધર્મમાં રહીને કેવળ રાણા પ્રતાપસિંહે જ તેને નિભાવી જાણ્યો. હવે દુનિયાભરમાં ક્ષત્રિયોને માટે ઉચિત છે કે, પોતાના ક્ષત્રિયત્વને અમલમાં મૂકે અર્થાત્ રાણા પ્રતાપસિંહની માફક પુરુષાર્થ વડે ધર્મનું રક્ષણ કરે.

**માઈ એહા પુત જણ, જેહા રાણા પ્રતાપ,**
**અકબર સુતો ઔંધ મેં, જાણ સિરાને સાપ.**

અર્થાત્ હે માતા! એવા પુત્રને જન્મ આપજે જેવા કે રાણા પ્રતાપસિંહ છે. જેને (પ્રતાપને) ઓશીકા પાસે પડેલો સાપ સમજીને અકબર ચોંકી ઉઠે છે.

(કવિ પૃથ્વીરાજનો પત્ર)

# ઘૂમી રહ્યો સિંહરાજ

**પણ વીર્ય અપૂર્વ જ કાંઈ છે પ્રતાપ કેરૂં આજ,**
**એકલડો સોની વચ્ચે, તે ઘૂમી રહ્યો સિંહરાજ.**

**અર્જુન શો આજે ત્હેનો, યશ પામ્યો છે વિસ્તાર,**
**હા ધન્ય પ્રતાપ! અને તુજ, શૂરા બાવીસ હજાર.**

(અર્દેશર ફરામજી ખબરદાર)

# સાચું સ્મારક

કોઇ પણ વીરનું સ્મારક રાખવા ચાહતા હો તો ચાહે તે રાણા પ્રતાપનું હો વા છત્રપતિ શિવાજી મહારાજ હો જો તેની મૂર્તિ બનાવીને કેવળ તેના ગળામાં ફૂલની માળાઓ પહેરાવશો તો એ એમનું સાચું સ્મારક બનાવ્યું છે એમ નહીં કહી શકાય પરંતુ એ તો મૂર્તિપૂજા કરી કહી શકાશે, કે જેણે દેશનો નાશ કર્યો છે. એમનું સાચું સ્મારક તો એ છે કે **"ત્યાં રાજપુત છાત્રાવાસ સ્થાપિત કરો જેમાં યુવકોને બ્રહ્મચર્યવ્રતના ધની બનાવવામાં આવે અને શસ્ત્રાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવે એટલુંજ નહિ પ્રત્યુત મનુસ્મૃતિનું રાજ્ય પ્રકરણ, શાન્તિ પર્વમાંનો ભીષ્મનો ઉપદેશ, વિદુરનીતિ, શુક્રનીતિ, પંચતંત્ર, હિતોપદેશ અને કૌટિલ્ય અર્થશાસ્ત્ર ભણાવવામાં આવે. તેઓને સાચા અર્થમાં વીર બનાવવામાં આવે એજ વીરોનું સાચું સ્મારક છે."** વીરાંગનાઓનું સ્મારક પણ તેવી રીતે ઉજવી શકાય. પરંતુ એમના છાત્રાવાસોમાં પાંચ વર્ષનું બાળક પણ ન જવા પામે, જ્યાં તેઓ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરતી હોય છે.

**જ્ઞાનેન્દ્ર 'સિદ્ધાન્ત ભૂષણ'**



---

રા. પું. આર્યપ્રકાશ પ્રેસ, આણંદમાં રણછોડભાઇ વહેરીભાઇ પટેલે છાપ્યું અને મહાગૂજરાત પુસ્તક પ્રકાશન મંડળના વ્યવસ્થાપક પં. જ્ઞાનેન્દ્રજી સિદ્ધાન્તભૂષણે મરોલી બજારથી પ્રસિદ્ધ કર્યું.
તા. ૨૫-૬-૪૦

# આર્યસમાજના નિયમો

૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં :
તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિર્વિકાર, સર્વશ
ન્યાયકારી, દયાળુ, અનંત, અજન્મા, અનાદિ,
સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિ
સૃષ્ટિકર્ત્તા છે; તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને
સાંભળવું, સંભળાવવું એ સઘળા આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં ને અસત્ય છોડવામાં સદા તૈયાર
રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર
કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક
સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ

૭ સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇ

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇ
પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઇ

૧૦ સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવ
પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.